

श्रीराजकोट दरबार श्रीलाखाजीराज साहेबने त्यां

महाराणा श्रीबळदेवजीनां बाइजीलाल कुंवरीनो

जाहोजलालीथी उजवएलो

# विवाह विनोद.

काश्मीराधिपति मेजर जनरल सर प्रतापसिंहजीना

युवराज नामदार श्रीहरिसिंहजी साथे लग्न थयां.

---


રચનાર અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ શીવલાલ પુરશોત્તમભાઈ બ્રહ્મભાટ.

ગોમતીપુર—અમદાવાદ.



સને ૧૯૧૩. પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦.

---

અમદાવાદ:

ખાડીઆમાં હિતેચ્છુ પ્રેસમાં હરિપ્રસાદ પિતામ્બરદાસ

મહેતાએ છાપ્યો.

કીમત સવા આનો.

श्रीराजकोट दरबार श्रीलाखाजीराज साहेबने त्यां महाराणा श्रीबळदेवजीनां बाइजीलाल कुंवरीनो जाहोजलालीथी थएलो

# विवाह विनोद.

जम्मु काश्मीरना महाराजा मेजर जनरल सर प्रतापसिंहजीना युवराज नामदार श्रीहरिसिंहजी साथे थयां.

॥ दुहा ॥

વીવાહ પ્રસંગે વિનવું, ગણપતિ ગરવો દેવ;
આરાધું ઉમિયા પતી, શુદ્ધ મને કરી સેવ. ૧
ડોગ્રા રાજ દુનિયા બિચે, સુર બીર સરદાર;
ઉજ્વળ કીર્તી મેળવી, મહિ મંડળ મોઝાર. ૨
પ્રાક્રમી સર પ્રતાપસિંહ, મેજર જનર્લ મશહુર;
ભરત ભૂમિના ભૂપમાં, બડે દરજ્જે બહાદુર. ૩
દેશ અરૂ વિદેશમાં, મોટું મેળવ્યું માન;
હરીસિંહ યુવરાજ શ્રી, વીર વડા વિદ્વાન. ૪
કુશળ રહો નૃપ કેસરી, કાશમિર મહારાજ;
વિવાહ પ્રસંગે વડી, જસ કીર્તિ વર્યા જહાજ. ૫
દીર્ઘાયુષ્ય રહો દંપતિ, ભોગવો ભોગવિલાસ;
સિરપાવ દીધા સર્વને, ઉર ધરી ઉલ્લાસ. ૬
સલામત રખે શ્રીપતી, કહે કવિ શીવલાલ;
ભડ કાશ્મીરના ભૂપતી, બાહોશ બુદ્ધિવિશાળ. ૭

॥ मनहर छंद ॥

काशमीरकेरा भूप, रुडा रजवट रुप;
अलबेला सुअनुप, म्हाराजा महीपती.
वडा विवाह प्रसंग, उलट सु आणी अंग;
रुडेरो राख्यो सुरंग, म्हान गुणी महमती.
बाहोश बुद्धि विशाल, दाना दीलना दयाल;
प्रजाकेरा प्रतिपाल, उदार्ता कीधी अती.
कहे कवि शिवराज, काशमिर महाराज;
विवेकी सुवर राज, खरा खतरवटी. १

---

सद्गुणी सदाचारी, धवळ कीरति धारी;
खूब खुशबो पचारी, विवेकी वजीर है.
राज काजे होशियार, सुमान दे सरकार;
महान मर्तबादार, धनंजय धीर है.
विद्द वदन विकासी, सारी वर्या साहबाशी;
प्रजा सुखके उल्लासी, क्षमावंत क्षीर है.
कहे कवि शिवलाल, काशमीरके भूपाल;
बहादुर बुद्धिविशाल, मोती हंदी माल है. २

## ॥ दुहा ॥

દીર્ઘાયુશી ભોગવો, કાશમીરકે ભૂપ;
ડોથા રાજ દુનિયા બિચે, રજવટી રાજ સ્વરૂપ. ૧
સલામત રખે શ્રીપતી, દંપતિ કેરી જોડ;
વરકન્યાના હે વિભુ, પુરા પાડો કોડ. ૨
રૂડા રાજકોટ રાજમાં, વડા હવા વિખ્યાત;
ભાટ ચારણ ભિક્ષુકને, દીધી સારી દાત.
કાશમીર ભુપ કેશરી, અચળ રહો આબાદ;
લગ્ન પ્રસંગે જેમને, ઘટે ઘણા ધનવાદ.

## ॥ वरघोडा विशे—सवैया एकत्रीशा (लावणी.) ॥

લખવચા લાખાજીરાજે, લહાવો બહુ મોટો લીધો;
વડે દરબારે વિવાહ આદરી, બાડેજે યશ જગમાં કીધો. ટેક.
આડંબર અતી ઉત્તમ કીધો, મંડપ મોટો મચાવી;
મંગળ લીલા મહોલો મહેલાતે, રજવટ રીતે રચાવી. લખ૦ ૧
આમંત્રણો આદરથી કીધાં, દેશ અને વળી વિદેશે;
જેથી કરી બહુભુપો પધારી, શોભા દીધી સહુ નરેશે. લખ૦ ૨
સરવ રાજા મહારાજાને સામૈયાં સારાં કીધાં;
બાડેજા લાખાજીરાજે, માન મોટે દરબારે દીધાં. લખ૦ ૩
વરરાજા વરઘોડા સાથે, દરબાર ગઢમાં પધારી;
બિરાજ્યા મંડપની માંહે, વિશેષ શોભા વધારી. લખ૦ ૪
મેજર જનલ સર પ્રતાપસિંહજી, હરિસિંહજી અલબેલા;
આવ્યા રીસાલા સાથે, સરદાર અમીરો બહુ ભેળા. લખ૦ ૫

શોભા હવી બહુ સર્ગસકેરી, વિધવિધનાં વાજાં વાજે;
અત્યાડંબર સર પ્રતાપસિંહનો, મઘવાપતી જોઈ મન લાજે લ૦ ૬
જામ રણજીતસિંહ રાજ રૂપાળા, જસવી પધાર્યા જાડેજા;
સર્ગસમાં તે સ્વારી સાથે, મોટે દરજ્જે જેમની માઝા. લખ૦ ૭
ભાવનગરના સર ભાવસિંહજી, ગોહિલ મહારાજા ગુણકારી;
પ્રેમ સહીત પધાર્યા પુરમાં, દાના સાથે લઈ દરબારી. લખ૦ ૮
મહારાણા શ્રીવાંકાનેરના, ઉદાર અમરસિંહજી આવ્યા;
દેસાઈ નાથાભાઈ અચળભાઈ, વજીર વિવેકીને લાવ્યા. લ૦ ૯
ચુડા વિગેરે દરબારો દાના, સરઘસમાં શોભા દેતા;
સર પ્રતાપસિંહજી વગેરે રાજા, સલામી સહુની લેતા. લખ૦ ૧૦
વિશેષે વરરાજા હરિસિંહ, શોભા દેતા સહુથી સારી;
નરેંદ્ર જેવા નવસા નિરખી, હરેક હવું આનંદકારી. લખ૦ ૧૧
ઉભય બાજુએ ઉભેલ પ્રજા, સરઘસને જોવા માટે;
મંગળ લીલા મનોહર કીધી, મહારાજાએ વાટે વાટે. લખ૦ ૧૨
દીપમાન દરવાજા કીધા, રૂડી રચાવી રોશનાઈ;
પ્રજા સૌ પોરસાઈ મનમાં, સ્ત્રી પુરૂષો જાય હરખાઈ. લખ૦ ૧૩
વાજીંત્રો વિધવિધનાં વાજે, ગાજે નોબતો શરણાઈ;
બેન્ડ વાજાં બહુ સૂર વાજે, રાગોની રચના છાઈ. લખ૦ ૧૪
દીર્ઘાયુષ્ય રહો દંપતી કેરૂં, મહાદેવજી મહમાયા;
શીવલાલ કહે શિર નામીને, બન્યા એવા ગુણો ગાયા. લખ૦ ૧૫
લખવસા લાખાજીરાજે, આડંબરમાં હદ વાળી;
સનમાન દીધાં સૌને સારાં, ખુશ હવા ભૂપો ભાળી. ૧૬

## मनहरछंद.

લાયક લાખાજીરાજ, બાહોશ અક્કલબાજ;
જસ કીર્તિ વરી જહાજ, દેશ રૂ વિદેશમાં.
મહાન મર્તબાદાર, સુમાન દે સરકાર;
ભર્ત ભૂપો માંહે ભાર, નવાજો નરેસમાં.
મેળવી મુબાર્કબાદી, શોભાવી સરસ ગાદી;
શોભામાન કીધી સાદી, ઉજળા ઉજેસમાં.
કહે કવિ શીવરાજ, સફળ હો સહુ કાજ;
લાખેણા લાખાજીરાજ, અધિપતિ એશમાં. ૧

## दोहा.

ક્ષાત્રવટી ધન્ય ખંડમાં, રાજકોટ દરબાર;
લાખાજી લાયક ઘણા, શુરવીર સરદાર. ૧
વિવાહ કીધો વેગથી, રૂડી રજવટ રીત;
દાયજો ભરિયો દિપતો, પૂરણ દાખી પ્રીત. ૨
સોના રૂપાના શોભના, હીરાના અલંકાર;
વસ્ત્રો વડાં વિધવિધનાં, જરીયાની મુલદાર. ૩
સબંરા બહુ સારી કરી, સુદીત હવા મેમાન;
પોશાક બક્ષા પ્રીતથી, મ્હા મ્હોટા મુલવાન. ૪
હય હાથી રથો પાલખિ, ઘણી વસ્તુઓ ગોઠવેલ;
ઘર થાળમાં ઘટે જેટલી, તમામ ત્યાં મુકેલ. ૫
કવિ કોવિદને વળી, દીધા બહુ શિરપાવ;
વિવાહના વિનોદથી, ઝાઝો હવો જમાવ ૬
જાડેજાએ જક્તમાં, કીધી કિરતી ચ્હેલ;

મેમાનોને મોદથી, અતિ દેખાડયું હેત. ૭
જડિલો જેવી વિશ્વમાં, સારી વર્યા સુવાસ;
સુખાકેઆદી મેળવી, અધિક કરી અભ્યાસ. ૮
રાજ કાજના કામમાં, અધિપતી હોંશિયાર;
જાડેજાએ જહાનમાં, દીપાવ્યો દરબાર. ૯
દીર્ઘાયુષ દાના પામજો, કહે કવિ શિવલાલ;
ભડ જાડેજા ભૂપતી, મર્તઆધાર મરાલ. (હંસ) ૮

## દુહા.

મ્હારાણા બળદેવજી, ધર્મપુરના રાજાન;
બ્યાહી કુંવરિ જીનકી, ગૌરીસી ગુણવાન. ૧
પ્રતાપિ પ્રતાપસિંહકા, અલબેલા સુતરાજ;
હથેવાળે હરિસિંહજી, બાહા અકલબાજ. ૨
હોંશિયારને અનુમતી, વજીર વસંતરામ;
વીવાહકા વિધાનકે, કિયે સુ ઉજવળ કામ. ૩
દિવાનપદ દિપાવિયું, સારિ વરી સાબાશ;
રાજકાજના કામનો, પરિમલ કર્યો પ્રકાશ. ૪
લાખાજીને લખવસા, ધરે ઘણેરાં માન;
વડેરા આ વિવાહનાં, વડાં કર્યાંજ વિધાન. ૫
જીહોસી ઉદારતા, જગમાં કીધિ જરૂર;
દર્શાવ્યું દુનિયાં બિચે, નામ પ્રમાણે નૂર. ૬
અચળ રખે ઉમિયાપતી, રૂડા રાજકોટ ભૂપ;
જાડેજા રાજ જસવી, નામાંકીત સુરૂપ. ૭
વડેરા આ વિવાહનાં, વડાં હવાંજ વિધાન;

અલ્પ જેથી આલેખ્યું, બ્હાદુર રાખ્યો ધ્યાન. ૮
વિશેષ વળિ કાશ્મિરના, ભડ પધાર્યા ભૂપ;
પરતાપી પ્રતાપસિંહ, વર હરિસિંહ અનૂપ. ૯
અત્યાડંબરથી હવો, વિવેક યુકત વિવાહ;
જાડેજાએ જકતમાં, વડિ વરી વાહ વાહ. ૧૦
જે પ્રસંગ પધારિઆ, મ્હારાજા રાજાન;
મંત્રી મેમાનો સરવ, મતબાદાર મહાન. ૧૧
અલ્પ બિના એથી લખી, કહે કવિ શીવલાલ;
પ્રતાપસિંહ પધારિયા, માનવતા મહિપાલ. ૧૨
અચળ રખે ઉમિયાપતી, પ્રતાપસિંહ પવીત્ર;
કાશ્મીર ભૂપ કેસરી, હરિસિંહજી અદીત. ૧૩

## ॥ राग धोळ ॥

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો." એ રાહ.

સરસ સુરે વાજાં શરણાઇઓ વાજે; (૨)
મનોહર મંડપ મહા રચિયો, લાયક લાખાજીરાજે. ટેક.
બાહોશ બાવા બળદેવજીનાં, બાઇજીલાલ પરણે આજે;
ચોરીમાં ચારૂ શોભી રહ્યાં છે, ઘોર નાદે નગારાં ગાજે. સરસ૦ ૨
પ્રતાપી સર પ્રતાપસિંહજીનો, કુશળ રહો કુળદીવો;
હરિસિંહ યુવરાજ અલબેલા, જુગજુગ પ્રત્યે જીવો. સરસ૦ ૩
મેજર જનરલ મહેર કરીને, પ્રેમ સહિત પધારી;
લાખાજીરાજના મંડપ કેરી, વિશેષ શોભા વધારી. સરસ૦ ૪
રીસાલા સાથે રાજ પધાર્યા, સરદાર અમીરો સાથે;
વાજતે ગાજતે મંડપે આવ્યા, મોટાં માન દીધા નરનાથે. સ૦

વરઘોડા કેરી વડીજ શોભા, છટાદાર ખુબ છાજે;
મેજર જનરલનો મોટો આડંબર, મઘવાપતી જોઇ મન લાજે. સરસ૦
દેશોદેશના ભૂપો પધાર્યા, મંગળ કામને કાજે;
લાયક મોટા લાખાજીરાજને, અતિ મહા મોટે હાકે. સરસ૦ ૭
દબાદાર સુઘાયજો ભરીયો, રૂડા રાજકોટના મહારાજે;
શોભા જોઇ તે સરવ ચીજોની, ભુખ તૃષા ત્યાંથી ભાજે. સરસ ૮
જીહોસી ઉદારતા જગમાં, જાહેર રીતે જણાવી;
વડેરા આ વિવાહ પ્રસંગે, મંગળ લીલા મોટી મચાવી. સરસ. ૯
વડેરા આ વિવાહ વિનોદે, ધરે માન મુબારક બાદી;
લખો વર્ષ લાખાજી રાજની, અચળ તપો આ ગાદી સરસ. ૧૦
ખર્ચ કીધો ખૂબ ખંત ધરીને, હદ વાળીજ અક્કલબાજે;
જસ્વી જાડેજા લાખાજી રાજનું, તેજ તપો તેમના તાજે. સરસ. ૧૧
વિવાહ કીધો વડા ઉત્સાહે, રજવટ રીત રીવાજે;
જય થાઓ જાડેજા રાજનો, નૃપતી સૌને નિવાજે. સરસ. ૧૨
પિતા રામસિંહ રાવજ કેરા, અમોઘ આશીશ વદી શિવરાજે;
વર વધુ આ વિશ્વની માંહે, કુશળતા મેળવો સૌ કાજે. ૧૩
સૌભાગ્ય ઉમા સાવીત્રીનું, કોડ વસા કુંવરીજી પામો;
સુરી સતી રાણીયો જેવી, જસ કીરતિ જગ જામો. સરસ. ૧૪
બળદેવજીના બોજ બરાબર, અવસર ઉત્તમ ઉજવાયો;
રાજી હવું મન રાજકવિનું, જાડેજા રાજનો જસ ગુણ ગવાયો. સ. ૧૫
માન મુબારક બાદી ધરે છે, બોલ્યા અધિપતી એક અવાજે;
લાખ દરજ્જે લાખાજી રાજને, બક્ષુ માન સુરાજ સમાજે. સરસ. ૧૬
હરજીવનદાસ ભવાનભાઇ, કોટક ચીફ કારભારી;
તેમને માન ધરે ઘણે દરજ્જે, વિવાહની શોભા વધારી. સરસ.

દુહા.—તારિખ સાતમિ મે તણું, લાયક હવુ લગન;
રૈયત રાજા સરવકો, મનમાં હવા મગન. ૧

